अशान्तवातावरणाभ्रपुंजाऽऽ-
वृतप्रजोद्धारविधानहेतोः ।
स्वाभाविकः कस्यचनावतार
आसीत् तदानीं सुमहात्मशक्तेः ॥ ३३ ॥

卐

અશાન્ત વાતાવરણનાં અભ્રપટલથી ઘેરાયલી પ્રજાના ઉદ્ધરણ માટે તે વખતે કોઇ સુમહાન્ આત્મશક્તિનું અવતરણ થવું સ્વાભાવિક હતું.

It seemed as if the people were shrouded in thick clouds in a very disturbed atmosphere; and, for the sake of their uplift, it was very natural that some extraordinary person, possessing wonderful soul-force, should appear on earth.

धर्मान्ध-सत्तोन्मद-निर्दयत्वा-
त्याचारवायुः प्रसरीसरीति ।
तदा तदातापशमाय शान्ति-
पाठाय कोऽप्येति भुवं महात्मा ॥ ३८ ॥

卐

ધર્માન્ધતા, સત્તોન્માદ અને નિર્દયતાનો અત્યાચાર-વાયુ જ્યારે ખુબ ફેલાય છે ત્યારે તેના સન્તાપને શમાવવા અને શાન્તિના મન્ત્રપાઠ ભણાવવા માટે કોઈ મહાત્માનું પૃથ્વી પર આગમન થાય છે.

卐

Whenever an atmosphere of bigotry, *intoxication of power and oppression by cruelty,* prevails, some great soul appears in the world in order to remove distress, and recite charms by which peace is restored.

उच्चोच्चशक्तेरवतार एष
यद् वर्धमानो भुवमाजगाम ।
असौ विरक्तो जगदार्त्तनादै-
र्भवन्यनल्पाऽऽत्मविमुक्तिचिन्तः ॥ ३२ ॥

卐

આ ઉંચીમાં ઉંચી શકિતનું અવતરણ છે કે મહાવીરનું પૃથ્વી પર આગમન થયું. એ મહાન્ પુરુષ જગતના આર્ત્તનાદોથી વિરકત બની આત્મમુકિતના, પ્રાણીઓની દુઃખ-મુકિતના મહાન્ ચિન્તનમાં મગ્ન બને છે.

❀

An embodiment of the highest power, Vardhamāna came down to earth. This great personage, being filled with a desire for renunciation because of the unceasing cries of earthly creatures, became absorbed in reflection on making them free from miseries.

दुःखस्य मूलं जडमोहरोग-
स्तेनैव संताम्यति विश्वमेतत् ।
चित्तत्त्वभानोज्ज्वलसंयमस्याऽ-
नुशालनं खल्वगदोऽस्ति तत्र ॥ ३६ ॥

卐

દુઃખનું મૂળ જડમોહનો રોગ છે. એથી જ આ જગત્ દુઃખી છે. આત્મદૃષ્ટિપૂત સંયમ જ એ રોગનું ઓસડ છે.

❀

The root of all troubles is the disease of attachment to material things. It is because of this that the whole world suffers The medicine thereof is the practice of self-restraint illumined with the consciousness of the Self

स्वयं तमासेव्य परं प्रपद्य
स्वास्थ्यं स्वकीयं प्रकटीकरोमि ।
कल्याणभूतं जगतः पुरस्त-
मित्युच्चकैश्चिन्तनमाविशत् सः ॥ ३७ ॥

卐

હું પોતે જ પહેલાં એ ઓસડનું સંપૂર્ણ સેવન કરૂં, અને મારૂં પોતાનું (આત્મિક) સ્વાસ્થ્ય પ્રાપ્ત કરૂં; અને પછી એ કલ્યાણભૂત ઓસડને જગત્‌ની આગળ પ્રકટ કરૂં. આ જાતના ઉચ્ચ ચિન્તનમાં મહાવીર નિમગ્ન બને છે.

Let me first administer that medicine to myself and fully get my spiritual health restored to me; and after that I shall show that tried beneficial medicine to the world. He engrossed Himself in reflection of this sort.

दीक्षामनाप्तुं कुरुते स्म पित्रो-
रा जीवितं गर्भपदे प्रतिज्ञाम् ।
खेदाकुलीभूततया स्वगर्भ-
स्थैर्येण मातुः स विवेकशाली ॥ ३८ ॥

卐

મહાવીર ગર્ભાવાસમાં સ્થિર થવાથી તેમનાં માતાજી બહુ ખેદાકુલ થયાં હતાં. એથી એ વિવેકશાલી પુરુષે માતા-પિતા જીવન્ત હોય ત્યાં સુધી દીક્ષા નહિ ગ્રહણ કરવાની, ગર્ભાવસ્થામાં જ પ્રતિજ્ઞા કરી હતી.

∴

As Mahāvīra remained motionless in the womb His mother was plunged in sorrow. This led the wise Vīra to take a vow, while in embryo, not to renounce the world so long as His parents should live.

स चिन्तयामास तदोज्ज्वलात्मा
शुश्रूषमाणस्य गुरू इमौ मे ।
गृहानुपित्र्या क्रमयोगतोऽन्ते
सम्पत्स्यते न्याय्यतया तपोपि ॥ ३० ॥

卐

તે મહાન્ પવિત્ર આત્માએ તે વખતે ચિન્તવેલું કેઃ— "મારા આ માતાપિતાની ઘરમાં રહી સેવા-શુશ્રૂષા કરતાં અન્તે પરિવ્રજ્યા પણ મને અનુક્રમે ન્યાયસર સાંપડશે.

ॐ

That great and noble soul reflected that while serving His parents in the home, His Dikśā would ultimately be attained by gradual degrees in accordance with the proscribed rules.

समग्रपापापगमस्वरूपा
दीक्षा मता निर्मलभावयोगा ।
अत्यन्तसन्ताप विधायकस्य
पित्रोर्न सा न्यायसमन्विता स्यात् ॥ ४० ॥

卐

'दीक्षा सर्व पापोनी निवृत्तिरूप अने निर्मळ भाव वृत्तिरूप फरमाववामा आवेली छे. माटे माता–पिताने अत्यन्त दुःख–सन्तापमां नाखी दीक्षा ग्रहण करवी न्यायसर नथी

ॐ

Dikśa is recognized as the greatest dissipator of sins, and in Dikśa all the pure sentiments are combined It is, therefore, assuredly not proper to receive Dikśa if it causes grave anxiety to the minds of parents

पित्रोरुपास्तिर्व्रतसम्पदादि-
भूतं महामङ्गलमस्ति लोके ।
सुदुष्प्रतीकार-महोपकारी
पूजास्पदं धर्म्यधियां महत् तौ ॥ ४१ ॥



" ચારિત્ર-વ્રતની સાધનાનું પહેલું મહામંગલ માતા-પિતાની ઉપાસના છે. જેમનો પ્રત્યુપકાર બહુ દુષ્કર છે એવા મહોપકારી માતા-પિતા ધર્માર્થી જનને મહાન્ પૂજનીય હોય છે.



The worship of parents, which is highly auspicious, is a preparation for the life of a mendicant. Parents whose debts are very difficult to repay, are the first objects of veneration for the righteous.

स शुद्धधर्मा स पुन कृतज्ञः
सती च तद्देवगुरुप्रभावौ ।
समुज्ज्वलान्तःकरणेन सम्यग्
पतौ महान्तौ प्रतिपद्यते यः ॥ ४२ ॥

( चतुर्भि कलापकम् )

卐

" તે શુદ્ધ ધર્મને ભજનારો છે, તે કૃતજ્ઞ છે અને તેની દેવગુરુસેવા પ્રશસ્ત છે, કે જે એ મહાન્ ગુરુઓ (માતા–પિતા)ને ઉજ્જવળ અન્તઃકરણથી યોગ્ય રીતે આરાધે છે "

✿

He is said to be pure and religious, He is regarded as grateful and he is said to excel in reverence for the preceptor and the gods who, with a pure heart, fervently worships his parents who are considered to be the great preceptors.

साधारणस्वार्थंकृतेऽपि पित्रो-
विमाननाचापलमाचरद्भिः ।
एष प्रसङ्गः परिचिन्तनीयो
देवार्यदेवस्य महोदयस्य ॥ ४३ ॥

卐

સાધારણ સ્વાર્થ માટે પણ જેઓ પોતાના માતા-પિતાનું અપમાન કરવાની ચપળતા કરી બેસે છે તેમણે મહોદય 'દેવાર્ય' દેવનો આ પ્રસંગ વિચારવો ઘટે.

卐

Those who audaciously insult their parents for mere gain should ponder this incident in the life of Devārya of excelling brilliance.

यदीयमन्तःकरणं विरक्त-
मत्यन्तमुत्कं तपसे प्रयातुम् ।
विलम्बते प्रव्रजितु तथापि
स केवलं तोषकृते स्वपित्रोः ॥ ४४

卐

જેનું વિરક્ત અન્તઃકરણ પ્રવ્રજ્યાના પથે પ્રયાણ કરવા અત્યન્ત ઉત્કંઠિત થઇ રહ્યું છે, છતાં તે મહાન્ યુવક કેવળ પોતાના માતા–પિતાને સંતોષવાની ખાતર દીક્ષા લેવામાં વિલમ્બ કરે છે.

♣

Although His mind was utterly free from all desire, and He was anxious to embrace the life of an ascetic, this great soul delayed His initiation simply in order to keep His parents contented.

अमुत्र मातापितरौ प्रयातोऽ
    ष्टाविंशवर्षे सति वर्धमाने ।
राज्याभिषेकोऽथ शिरः किमीयं
    'सिद्धार्थ-सून्वोः समलङ्करोतु ! ॥ ४५ ॥

卐

વર્ધમાનની અઠાવીશ વર્ષની ઉમ્મર થતાં તેમના માતા-પિતા પરલોક સિધાવે છે હવે રાજ્યાભિષેક કોના પ્રભાવશાલી મસ્તકને અલંકૃત કરે ? બે ભાઇઓમાં કોનો થાય ?

卐

When He was twenty eight years of age. His parents left for the other world. Now, during the coronation ceremony, out of the two sons of Siddhartha the question was whose head should the crown adorn ?

पुत्रः पिता बान्धव-बान्धवौ च
परस्परोच्छेदपरौ भवेताम् ।
यदर्थमुग्राः समरा भवन्ति
तत्रास्ति लक्ष्म्यां जगदन्धभूतम् ॥ ४६ ॥

卐

જેને માટે બાપ-બેટા અને ભાઈ-ભાઈ એક-બીજાનું ઉચ્છેદન કરવા તૈયાર થાય છે અને જેને માટે ભયંકર યુદ્ધો ખડાં થાય છે તે લક્ષ્મીની અન્દર જગત્ આંધળું બન્યું છે.



The world is blinded by wealth, for whose sake the son fights with his father, brothers are ready to destroy one another, and the most terrible wars take place

परन्तु 'नन्दे'रधिकः प्रियोऽस्ति
लक्ष्म्याः स्वकीयो लघुसोदरोऽसौ ।
निवेदयत्याग्रहपूर्वकं तं
'नन्दि'र्नृपत्वासन आसनाय ॥ ४७ ॥

卐

પણ ' નન્દિ ' ( 'નન્દિવર્ધન' )ને લક્ષ્મી કરતાં પોતાનો ન્હાનો ભાઇ ( વર્ધમાન ) વધારે વ્હાલો છે ' નન્દીવર્ધન ' વર્ધમાનને રાજ્યગાદી પર બેસવા આગ્રહપૂર્વક નિવેદન કરે છે

But as Nandi loved his younger brother more than the goddess of wealth, he most earnestly begged his brother to occupy the royal throne.

वीरस्तदस्वीकृतिमादरेण
कृत्वा स्वदीक्षाविषये तमाह ।
'मम व्रताभिग्रह आर्य ! पूर्ण-
स्ततोऽनुमन्यस्व तप कृते माम्' ॥ ४८ ॥

卐

મહાવીર તેનો આદર પૂર્વક અસ્વીકાર કરી દીક્ષા માટે પોતાના મ્હોટા ભાઇને કહે છેઃ આર્ય ! મારો વ્રતાભિગ્રહ હવે પૂર્ણ થાય છે. માટે દીક્ષા સારુ મને અનુમતિ આપો !

Vīra respectfully declined the offer, and broached to him the subject of His Dīkṣā. 'Oh Venerable One,' He said, 'My vow for sainthood having been fulfilled, permit me now to commence my austerities '

स आह पित्रोर्विरहोपरिष्टात्
सुदुःसहं मे भवि ते प्रयाणम् ।
वर्षद्वयं तन्मम तोषणायाऽ-
धिकं गृहानावस वर्धमान ! ॥ ४९ ॥

卐

'નન્દી' જવાબ આપે છેઃ ભાઇ ! માતા–પિતાના વિરહ ઉપર વળી તારૂં પ્રયાણ થાય એ મને બહુ દુઃસહ થઇ પડે. માટે મને સંતોષવાની ખાતર, ભાઈ ! બે વર્ષ વધુ ઘરમાં રહી જાઓ.

•

Nandi replied, ' If you also leave me after this separation from our parents, it will be impossible for me to bear it. Oh Vardhamāna, for my sake stay at home for another two years ! '

सद्वाचमङ्गीकुरुते विनम्रोऽ-
धिकं गृहे तिष्ठति वर्षयुग्मम् ।
क्रियाविशेषान् व्रतिजीवनस्य
गृहस्थवेषेऽपि समाचरन् सः ॥ ५० ॥

卐

મહાવીર વિનમ્રપણે પોતાના મ્હોટા ભાઈનું કહ્યું સ્વીકારી લે છે. અને, ગૃહસ્થ-વેષભૂષામાં પણ ત્યાગી જીવનની વિશેષ ક્રિયાઓનું આચરણ કરતા તેઓ બે વર્ષ વધુ ગૃહવાસમાં રહે છે.

With characteristic humility Mahāvīra consented to remain at home for a period of two years, and during this interval, though a householder, He practised the special observances prescribed for an ascetic.

इमां प्रवृत्तिं किल वेद वान-
प्रस्थाश्रमं स्थानतया तदीयाम् ।
आवश्यकोऽभ्यासविधिर्मुमुक्षोः
प्रवेशतः प्रागनगार-धर्मे ॥ ५१ ॥

卐

મહાવીરની આ પ્રવૃત્તિને હું "વાનપ્રસ્થાશ્રમ"ના સ્થાને સમજું છું. મુમુક્ષુને અનગારધર્મમાં પ્રવેશ કરવા અગાઉ ત્યાગનું અભ્યાસવિધાન આવશ્યક છે.

*

I, indeed, consider this conduct of Mahāvīra to correspond with the conduct of a hermit in the third order. This practice of austerities is very necessary for an aspirant to salvation before commencing the life of a homeless ascetic.

अभ्यस्य हि त्यागविधिं प्रवेशो
हितावहः स्यादनगार-धर्मे ।
इत्थं तृतीयाऽऽश्रम-संविधानं
संन्याससम्पादनपूर्वभूमिः ॥ ५२ ॥

卐

ત્યાગવિધિનો અભ્યાસ કરીને અનગાર-ધર્મમાં પ્રવેશ કરવો એ હિતાવહ પદ્ધતિ છે. આમ, ત્રીજા આશ્રમનું વિધાન એ સંન્યાસગ્રહણની પૂર્વભૂમિરૂપ છે.



After having practised the austerities, the entry into the life of an homeless ascetic is indeed very beneficial Thus, the observance of rules of conduct prescribed for the third order is the stage preparatory to the life of an ascetic.

आवश्यकोऽभ्यासविधिर्न पूर्वं
भवेन्महावीरविधोत्तमानाम् ।
तथापि दातुं भुवि बोधपाठं
तथा महानाचरति स्वयं सः ॥ ५३ ॥

卐

જો કે, મહાવીર જેવા ઉત્તમ આત્માઓને ચારિત્ર ગ્રહણ કરવા પૂર્વે ત્યાગનું અભ્યાસવિધાન કરવાની કંઈજ જરૂર ન હોય. છતાં જગત્‌ને બોધપાઠ આપવા સારુ એ મહાન્ આત્મા સ્વયં તે પ્રમાણે આચરણ કરે છે.

❧

No austorities, indeed, are considered imperative for great personages like Mahāvīra; yet He conducted himself in this manner in order that it may serve as an instructive lesson to others.

स त्रिंशदब्दः पुरुषोत्तमोऽथ
संन्यासरूपामुपयाति दीक्षाम् ।
सुविस्मितास्तत्समयाः परेऽपि
मन्तस्तपस्तस्य विलोक्य घोरम् ॥ ५४ ॥

卐

ત્રીશ વર્ષની ઉમ્મરે એ મહાનુભાવ સંન્યાસરૂપ (સર્વવિરતિરૂપ) દીક્ષા અંગીકાર કરે છે તેમનો ઘોર તપ જોઇ તે કાળના બીજા મહાન્ સન્તો પણ ખૂબ અજાયબ થાય છે.

When He was thirty years of age, He became an ascetic, where all attachments are said to cease. Other great saints of His age were wonderstruck at His practice of the most terrible austerities.

मौनाश्रितो द्वादश वत्सराणि
प्रायेण हित्वाऽशनपानकं सः ।
उज्जागरो नग्नशरीरपादो
महोमटत्यारत आत्मशोधे ॥



આત્મશોધમા મગ્ન થયેલ એ મહાન્ આત્મા બાર વર્ષ લગી પ્રાયઃ ખાવું-પીવું મૂકી દઇ, મૌનપણે ઉજાગરા કરતા ઉઘાડે શરીરે તથા ઉઘાડે પગે પૃથ્વી પર પર્યટન કરે છે.



Deeply engrossed in the realization of the soul, He sleeplessly roamed the surface of the earth for twelve long years, naked and bare-footed, observing silence, while having almost given up food and drink.

महामहोपद्रवकष्टपाते-

ष्वपि स्थिरात्मा स महर्षिनाथः ।

न रुष्यति क्वाप्यधमाधमेऽपि

क्षमां दधानः परमां कृपां च ॥ ५६ ॥

卐

મ્હોટા મ્હોટા ઉપદ્રવોનાં કષ્ટો પડવા છતાં જેનો આત્મા સ્થિર છે એવો એ મહાન્ મહર્ષિ કોઇ પર પણ રોષ કરતો નથી. અધમાધમ ઉપર પણ એ સન્તના મહાન્ જીવનમાંથી ક્ષમા અને દયાજ નીતરે છે.

♣

The Lord of great seers, of unruffled mind even in the face of great calamities, never was wrathful to any, but was extremely forgiving and compassionate to even the worst villain.

एवंविधे द्वादशवर्ष-साधने
समाप्तिमागच्छति तस्य योगिनः ।
सर्वप्रकाराऽऽवरणप्रहाणतः
पूर्णं परब्रह्म-महः प्रकाशते ॥ ९७ ॥

卐

આમ, બાર વર્ષની સાધના પૂર્ણ થતાં તે મહાત્માને સર્વ પ્રકારનાં આવરણો ( ઘાતી કર્મો ) ખસી જતાં પરબ્રહ્મનો પૂર્ણ પ્રકાશ પ્રકટ થાય છે

Thus He, of supremely meditative soul, continued His penance for twelve years, on the expiration of which all veils of impurity were lifted up and He shone, in full brilliance of the highest Brahman [Brahma-Pada].

पूर्णात्माऽसौ परमविमलालोकचैतन्यरूपः
पूर्णानन्दः परमविभुतः श्रीमहावीरदेवः ।
तत्त्वालोकं सृजति परम लोककल्याणहेतो-
रायुष्पूर्त्तौ भवति च निराकारसिद्धस्वरूपः ॥५८॥

卐

પૂર્ણાત્મા, પરમનિર્મલપ્રકાશ-ચૈતન્યસ્વરૂપ, પૂર્ણાનન્દ અને પરમવિભુ શ્રીમહાવીરદેવ હવે લોકકલ્યાણ માટે મહાન્ તત્ત્વાદર્શનું પ્રકાશન કરે છે અને આયુષ્ય (૭૨ વર્ષનું) પૂર્ણ થતા નિરાકાર સિદ્ધસ્વરૂપને પ્રાપ્ત થાય છે.

That perfected soul, the embodiment of consciousness which is full of brightness and immensely pure, the eternal bliss the omnipresent being the venerable God Mahavira radiated bright rays of eternal truths, and taught His great ideals for the welfare of mankind. And when His life-period was over, He attained to the state of formless and perfect existence.

# Part II

## The Preaching of Lord Mahavira

[ *This part is newly added to this present edition of Vira-Vibhuti, by the author with his Gujarati translation as well as an English translation of N. K. Bambhania, M A , LL. B , Mangrol, Kathiawar* ]

सत्यप्रकाशं समवाप्य पूर्णं
यद् वर्धमानो जगतो विवेश ।
संक्षेपतस्तत् प्रतिपादयामि
समग्रकल्याणनिदानभूतम ॥ ५९ ॥

卐

તમામ આવરણ–બન્ધોને ઉચ્છેદી સત્યનો પૂર્ણ પ્રકાશ પ્રાપ્ત કર્યા પછી ભગવાન્ મહાવીરે જગતને જે ઉપદેશ કર્યો છે તે સર્વને કલ્યાણકારક હોઇ અહીં ટૂંકમાં રજુ કરું છું.

I here briefly relate what Lord Mahavira taught to the world after receiving that True & Perfect Light. That teaching is such as will benefit all

विमोहनिद्रापतिता मनुष्या
महात्मना कारुणिकेन तेन ।
पवित्रवाणीप्रसरैः स्वकीयै-
र्महस्विभिर्जागरिताः प्रबोध्य ॥ ६० ॥

卐

એ કારુણિક મહાત્માએ મોહનિદ્રામાં પડેલા માણસોને પોતાની પવિત્ર વાણીના તેજસ્વી પ્રચારથી પ્રબોધીને જગાડયા છે.

Men of the world were fast asleep under the influence of Moha (ignorance or infatuation). Them this Great Soul, with His heart overflowing with mercy, has awakened by means of His brilliant flow of pious speech.

धर्माशयात् स्वार्थकृते च हिंसां
विधीयमानां प्रचुरां समन्तात् ।
सोऽपाकितुं दुर्गतिहेतुभूता-
मान्दोलनं ज्ञानमयं ततान ॥ ६१ ॥

卐

તે મહાપુરુષે ધર્મબુદ્ધિથી અને સ્વાર્થને માટે (વિષય-લોલુપતાથી) કરાતી દુર્ગતિકારક હિંસાના બહુ વ્યાપી પ્રચારને નાબૂદ કરવા જ્ઞાનમય આન્દોલન ફેલાવ્યું હતું.

❧

He launched a purely spiritual movement to root out the evil practice of animal-slaughter, which was carried on everywhere under the aegis of religion, which was due to the gross selfishness of men and which was sure to lead them to perdition.

उच्चैर्महात्मा स दिदेश लोकान्-
युष्माकमाच्छेत्तुमसून् परस्य ।
नैवाऽधिकारः, प्रियमेव सर्व-
शरीरभाजां निजजीवनं हि ॥ ६१ ॥

卐

એ મહર્ષિએ લોકોને જોરદાર ઉપદેશમાં કહ્યું: અન્ય પ્રાણીના પ્રાણોને છીનવવાનો તમને હક્ક નથી. બધાઓને પોતાનું જીવન કેટલું વ્હાલું છે એ સમજો!



To men that Great Soul preached at the top of His voice: You have no right whatso-ever to take the life of another. Life is as much dear to others as to you.

सर्वः समाकांक्षति सौख्यमेव
परस्य दुःखीकरणं न युक्तम् ।
दुःखस्य काष्ठा च परा परस्य
प्राणापहारे प्रविचारयध्वम् ! ॥ ६३ ॥

卐

બધા સુખને જ ચાહે છે. બીજાને દુઃખ આપવું એ ઉચિત નથી. જરા વિચાર કરો કે બીજા પ્રાણીના પ્રાણો લેવામાં તેને કેટલું દુઃખ થતું હશે? કેટલી હદે તે દુઃખી થતો હશે!

ॐ

All want happiness and happiness only. Then to give pain to others is bad. Please think: when an animal is killed it feels the worst of pains.

न हिंसया सिध्यति धर्मतत्त्वं
धर्मस्तु सन्तोषणतः परस्य ।
तेनैव संसिध्यति सौमनस्यं
मिथो मनुष्येषु तथाऽऽत्मतोषः ॥ ६४ ॥

卐

હિંસાથી ધર્મનું તત્ત્વ નથી સધાતું. ધર્મ તો બીજાને સન્તોષ પમાડવામાં છે. એજ રીતથી મનુષ્યોમાં પરસ્પર સૌમનસ્ય ( મીઠી લાગણી, મીઠો વ્યવહાર ) સધાય છે; અને સાથે જ, એમાં આત્મસન્તોષ પણ પમાય છે.

*To attain piety (Dharma) through violence!* That is impossible. To attain piety make *others happy.* The mutual good-mindedness of men and also self-content flow from this wish to make others happy.

अनन्तसङ्क्लेशभवार्तनादैः
करोति वातावरण च हिंसा ।
मलीमस क्रूर-भयकर च
विलीयते तेन च लोकशान्ति ॥ ६९ ॥

卐

પ્રાણીને હિંસવામાં તેના અનન્ત દુખભર્યા આર્તનાદો ખરેખર વાતાવરણને ક્રૂર, ભયંકર અને મલિન બનાવી મૂકે છે, અને એથી પ્રજાજીવનની શાન્તિ પણ હણાય છે.

卐

The helpless cries of animal experiencing infinite pain while being killed, render the atmosphere dirty, cruel and fearful It is this that destroys world-peace

जिजोविषा चेत् सुखतः स्वयं तद्
न बाधकः स्यात् परजीवनस्य ।
अन्यान् समुत्त्रास्य सुखीबुभूषा
नूनं महामोहविचेष्टितं तत ॥ ६८ ॥

卐

માણસ પોતે જો સુખે જીવવા ચાહતો હોય તો તેણે બીજા જીવોને પણ સુખે જીવવા દેવા જોઇએ, બીજાના જીવનમાં બાધાકારક ન બનવું જોઇએ. બીજાનો કચ્ચરઘાણ વાળીને પોતે સુખી થવા ઇચ્છવું એ તો ખૂબજ અજ્ઞાન ચેષ્ટા છે–ભયંકર ભ્રમણા છે.

*

If one wants to live in peace, let him not destroy that of another. The desire to live happily after destroying others is an egregious blunder.

वनस्पतीनामशनं विहाय
मांसाशनं नैव सती प्रवृत्तिः ।
हिंसां विना क्लेशपरां हि न स्यात्
क्रूराशयोत्पादनिबन्धनं तत् ॥ ६७ ॥

卐

વનસ્પતિનો આહાર મૂકી માંસભક્ષણ કરવું એ સારી વાત નથી. હિંસા કે જે સહેજે ક્લેશોત્પાદનથી ભરપૂર છે, તે વગર તો માંસાહાર ક્યાં સંભવે તેમ છે? એટલે માંસાહારની પાછળ હિંસાનો પાપાનલ ભયંકર ભભૂકી રહ્યો હોય છે. આમ માંસાહાર ક્રૂર આશયમાંથી જન્મે છે અને ક્રૂર આશયને જન્માવે છે.

❀

To leave the vegetarian food and to take to the meat–diet is bad. This meat-diet which can arise only out of hard-heartedness and which further engenders hard-heartedness, is impossible without animal-slaughter which involves a lot of cruelty.

सूक्ष्मासुमत्त्येऽपि वनस्पतीनां
न तान् विना जीवति देहधारी ।
नैसर्गिकं भोजनमाचरंस्तत्,
जनो न दुष्येदमलीमसत्वम् ॥ ६८

卐

વનસ્પતિમાં યદ્યપિ સુસૂક્ષ્મ પ્રાણી તત્ત્વ ( Life ) છે, તથાપિ તેના આધાર વગર દેહધારી જીવી શકે નહિ. વળી, એ પ્રાકૃતિક આહાર છે, જેમા બિલ્કુલ કોઇ પ્રકારની મલિન ચીજ ( લોહી, હડ્ડી વગેરે ) નથી. એ માટે એ સ્વાભાવિક પવિત્ર આહાર કરતાં માણસ દૂષિત થતો નથી–ગુન્હેગાર કરતો નથી.

Granted that the plants have some sort of life in them; nevertheless it is impossible for men to live without them This is also the natural and immaculate food. So a man taking it, is tainted with no sin.

दिदेश वीरो महतीमहिंसां
संन्यासिनां गेहव्रतामणुं च ।
संकल्पतः 'स्थूल'शरीरभाजां
निरागसां हिंसनवर्जरूपाम् ॥ ६२ ॥

卐

મહાવીર દેવે અહિંસાનું મહાવ્રત સંન્યાસી જીવન માટે બતાવ્યું છે, જ્યારે ગૃહસ્થો માટે અહિંસાનું અણુવ્રત જણાવ્યું છે. ગૃહસ્થો માટે પ્રરૂપાયલી 'અણુ' અહિંસા નિરપરાધી 'સ્થૂલ' ('ત્રસ') પ્રાણીઓનાં ઇરાદાપૂર્વક હિંસનથી વિરમવામાં સીમિત છે.

卐

Lord Mahāvīra has ordained **non-violence** for all—extra-ordinary non-violence for ascetics & ordinary one for householders. **And** that ordinary non-violence consists in not intentionally killing in: ocent animals.

परस्य दुःखीकरणं कषाय-
विकारदुर्भाववशेन हिंसा ।
प्रमादयोगः स्वयमेव हिंसा
दुर्भाववृत्तिः पुनरुच्यते किम् ? ॥ ७० ॥

卐

બીજાને સ્વાર્થથી, લોભલાલચથી, ક્રોધાદિવિકારથી અગર મૂઢબુદ્ધિથી–ભ્રમિત ખ્યાલથી દુઃખ આપવું એ હિંસા છે. પ્રમાદયોગ–પ્રમત્ત સ્થિતિ–અસાવધાનતા જાતેજ હિંસા છે, તો પછી દુર્ભાવવૃત્તિ માટે તો શું પૂછવું ?

☙

To give pain to others out of such feelings as arise in tainted hearts is also Hinsā ( violence ). Carelessness itself amounts to violence; much more so then does malice.

हिंसाप्रवृत्तिः प्रतिहिंसकत्वं
वैरेण वैरस्य परंपरा च ।
जगत्यहिंसा-बलमुच्चकोटि
विरोधिचेतांस्यपि नामयेद् यत् ॥ ७१ ॥

卐

હિંસામાંથી પ્રતિહિંસકભાવ જન્મે છે. વૈર વૈરને જન્માવે છે, એમ વૈરથી વૈરની પરંપરા ચાલે છે. જગતમાં અહિંસાનું બળ એ ઉચ્ચ કોટિનું બળ છે, કે જે વિરોધીઓનાં દિલને પણ નમાવે છે.

卐

Violence gives rise to counter-violence. An act of hostility lets loose a flood of such acts. The force of non-violence is of so supreme a type that even hostile hearts may bend before it.

न प्राप्यहो ! सेवत ! दुर्विचार
स्वदुर्विचाराक्रमण स्य एव ।
विश्वाग्निमैत्रीरतिलक्षणं भो !
अहिंसधर्मं समुपाश्रयध्वम् ! ॥ ७२ ॥

卐

ભગવાન્ કહે છે ઓ મનુષ્યો ! કોઇને માટે પણ બુરો વિચાર ન સેવશો યાદ રાખશો કે પોતાના દુષ્ટ વિચારો પોતાની જ ઉપર આક્રમણ કરનાર થઇ પડે છે દુનિયાભરના પ્રાણીઓ તરફ મૈત્રીભાવ રાખવો એજ અહિંસા ધર્મ છે એ ધર્મને તમે તમારા જીવનમા પ્રકાશમાન બનાવો !

☘

Oh never entertain an evil thought Such an evil thought acts upon the person himself Oh men, ever observe the vow of non-violence which consists in wholehearted love for all

प्रियाप्रिय स्वस्य यथा सुखासुख
तथा परस्यापि विचिन्त्य सज्जनाः !
भवेत सर्वत्र सुचित्तभावना
अमंगल कस्यचिदाचरेत नो ! ॥ ७३ ॥

卐

જેમ પોતાને સુખ પ્રિય અને દુઃખ અપ્રિય છે, તેમ બીજાને પણ તેમજ છે. એમ સમજી ઓ ! સજ્જનો ! બધા પ્રાણીઓ તરફ તમારી મનોભાવના શુભ રાખો ! કોઈનું પણ અમંગલ ન કરો.

Just as you like pleasure & dislike pain, so do others also. Think this and be well-wishers of all. Oh, never think of doing ill to anyone

हिंसन्ति लोभाच्छलयन्ति लोभात्
क्लिश्नन्ति लोभाद् रिपयन्ति लोभात् ।
लोभो हि विस्तीर्णमनर्थमूलं
तत् पापमुन्छिद्य सुखीभवेत ॥ ७४ ॥

卐

માણુસ બીજાની હિંસા કરે છે લોભથી, બીજાને ઠગે છે, ઠગવા દાવપેચ કરે છે લોભથી. બીજાને હેરાન કરે છે અથવા પોતે હેરાન થાય છે લોભથી, અને બીજાનો દુશ્મન બને છે: લોભથી. ખરેખર લોભ અનર્થનું વિસ્તીર્ણ મૂળ છે. એ પાપનું નિકન્દન કરી સુખી થાઓ !

It is due to greed that people kill, deceive, give pain to, and act as enemies towards others. That greed is the great source of all evil or all distress. Root it out and be happy

परिग्रहान्दोलनमूर्च्छितात्मा
स्वयं समामन्त्रयति व्ययौघम् ।
तथा परान् मुञ्चति कष्टभूमौ
स्वान्योपकारी खलु लोभरोधः ॥ ७८ ॥

卐

માણુસ પરિગ્રહના આન્દોલનમાં મૂર્ચ્છિત થઇ હાથે કરી દુઃખોને નોતરે છે; એટલુંજ નહિ, એની એ મૂર્ચ્છા બીજાઓને પણ દુઃખી હાલતમાં નાંખે છે ખરેખર લોભના નિયમનથી પોતાને લાભ છે, અને સાથેજ બીજાઓને પણ એથી ફાયદો પહોંચે છે.

One under the influence of avarice invites unto oneself and others a lot of troubles. And it is the arresting of avarice that makes oneself and others happy.

क्रोधात् स्वचित्स्वास्थ्यमपाकरोति
मानान्निरुन्द्धे विकसत् स्वसत्त्वम् ।
दम्भान्निजान्तस्तिमिरं चिनोति
दोषान् समाक्रामत सत्त्वतोऽमून् ॥ ७९ ॥

卐

માણસ ક્રોધથી પોતાનું આત્મિક સ્વાસ્થ્ય ગુમાવે છે, અહંકારથી પોતાના સત્ત્વને વિકાસ પામતાં અટકાવે છે, માયાથી પોતાની અન્દર 'અન્ધકાર'ને સંગ્રહે છે. આ દોષોને તમે આત્મબળે દબાવો !

♣

Anger undermines the spiritual health. Pride checks the growth of heart. Hypocrisy accumulates the internal darkness. Be brave and crush those vices.

उवाच धीर सुगभीरघोषै-
भों भो जनाः ! सम्यगवेत सत्यम ।
सत्यस्य पथामवलम्ब्य धीरा-
स्तरन्ति मृत्यु समपास्तपापा । ७७ ॥

卐

ભગવાન્ મહાવીરે ગંભીર ધ્વનિથી ઉપદેશ કરતા કહ્યુ: હે મનુષ્યો ! સત્યને બરાબર સમજો ! સત્યનો માર્ગ પામીને ધીર આત્માઓ તમામ પાપોથી મુક્ત થઇ મૃત્યુને તરી જાય છે

ॐ

With the deep resounding voice has Lord Mahavira preached· Oh men, know well what the truth is. It is by taking to the path of truth that people wash away all their sins and conquer death.

एको हि धर्मोऽखिलमानवानां
नेतुं समर्थः परमंगलं यः ।
असायहिंसा-तप-संयमात्मा
नातः परो वै कुशलस्य पन्थाः ॥ ७८ ॥

卐

સમસ્ત મનુષ્યોનો ધર્મ એકજ છે, જે જીવનને પરમ મંગલ સ્થિતિ પર લઇ જવા સમર્થ છે. તે ધર્મ અહિંસા, સંયમ અને તપ છે. આ સિવાય કુશલ-માર્ગ બીજો કોઇ નથી.

The path of Dharma (religion) for all is one. It is that which leads them to the perfectly blessed state. And that path is non-violence, penance and self-control. Other than this there is no way to lead to the blessed state.

शमो दमः संयम-सत्य-शील-
क्षमा-दया-त्याग-तपस्तितिक्षाः ।
समाश्रयेताऽमृतधर्ममेनं
विमुक्तये बन्धनतः समग्रात् ॥ ७९ ॥



શમ, દમ, સંયમ, સત્ય, શીલ, ક્ષમા, દયા, ત્યાગ, તપ, તિતિક્ષા એ અમૃતધર્મ છે. તમામ બન્ધનોથી છૂટવા માટે આ ધર્મનો અભ્યાસ કરો !



To become free from all fetters, you should resort to this path of religion leading unto immortality. This path is the pacification of passions, subjugation of senses, control of mind, truthfulness, morality, forgiveness, compassion, renunciation; penance and patient enduring.

द्विजातय: क्षत्रिय-वैश्य-शूद्रा: --
सर्वे: विकासं स्वमलं विधातुम् ।
यावत् समुन्नन्तुमलं द्विजन्मा
शूद्रोऽपि तावन्महिलाऽपि तावत् ॥ ८० ॥

卐

બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો અને શૂદ્રો બધા પોતાનો જીવનવિકાસ, આત્મવિકાસ કરી શકે છે. એક બ્રાહ્મણ પોતાની જેટલી ઉન્નતિ સાધી શકે છે, તેટલી, એક શૂદ્ર અને એક સ્ત્રી પણ સાધી શકે છે.

Any one, whether he be a Brāhmana, a Kshatriya, a Vaishya or a Shudra, is competent to accomplish one's spiritual progress A Shudra and a woman are as much competent to progress spiritually as is a Brāhmana

धर्माधिकारे सकलाः समानाः
सर्वे समुन्नेतुमलं चरित्रम् ।
सर्वे समं प्राप्तुमलं विकास-
महन्ति सामान्यत एव मोक्षम् ॥ ८१ ॥

卐

ધર્મનો અધિકાર બ્રાહ્મણ–ક્ષત્રિય–વૈશ્ય–શૂદ્ર બધાઓને એક સરખો છે. એ બધા પોતાના ચારિત્રને ઉન્નત બનાવી શકે છે, એ બધા પોતાનો એક સરખો વિકાસ સાધી શકે છે અને એ બધા એક સરખી રીતે મોક્ષ મેળવી શકે છે.

卐

So far as the path of religion is concerned all are placed equally. All can equally improve their character. All are equally competent to attain their spiritual growth and freedom from bondage.

उच्चो गुणे कर्मणि यः स उच्चो
नीचो गुणे कर्मणि यः स नीचः ।
शूद्रोऽपि चेत् सच्चरितः स उच्चो
द्विजोऽपि चेद् दुश्चरितः स नीचः ॥ ८१ ॥

卐

જે ગુણ–કર્મમાં ઉચ્ચ છે તે ઉચ્ચ છે અને નીચ છે તે નીચ છે. શૂદ્ર પણ સદાચરણવાળો હોય તો ઉચ્ચ છે, જ્યારે બ્રાહ્મણ દુશ્ચરિત્ર હોય તો નીચ છે.

♣

Superior is he whose acts and virtues are superior; and inferior is he whose acts and virtues are inferior. A person having good character is superior though he be a Shudra; and a person having bad character is inferior though he be a Brāhmana.

द्विजातयः क्षत्रिय-वैश्य-शूद्राः
सर्वे खलु स्वोचितकर्मतः स्युः ।
अस्ति प्रतिष्ठा गुणकर्मयोगे
न जातिमात्राद् गरिमास्पदीस्यात ॥ ८३ ॥



બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર બધા પોતાના ઉચિત કર્મથી છે. પ્રતિષ્ઠાનું સ્થાન ગુણકર્મના યોગે છે, જાતિમાત્રથી ગૌરવ નથી.



A person is a Brāhmana, Kshatriya, Vaishya or Shudra according as he does the work befitting a Brāhmana, Kshatriya, Vaishya or Shudra. His superiority depends on his virtues and deeds. The mere fact that he is born in a higher caste cannot entitle him to greater respect.

आसन् द्विज-क्षत्रिय-वैश्य-शूद्रा
भक्तेषु गेहि-श्रमणेषु तस्य ।
प्रव्राजयामास स योषितोऽपि
सर्वाऽऽत्मकल्याणसमानवृत्तिः ॥ ८४ ॥

卐

ભગવાન્ મહાવીરના અનુયાયી સાધુ અને ગૃહસ્થ વર્ગમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર બધા હતા. એ મહર્ષિની શાસન-સંસ્થાનાં દ્વાર બધાને માટે ખુલ્લાં હતાં. તમામ આત્માઓનું કલ્યાણ કરવાની એક સરખી વૃત્તિ છે જેની એવા એ મહાત્માએ સ્ત્રીઓને પણ દીક્ષા આપી છે. એ મહાન્ પ્રભુએ સ્ત્રી-શૂદ્રોને માટે પણ વિકાસસાધનનો માર્ગ એટલોજ મોકળો બતાવ્યો છે.

Among ascetics and householders the followers of Lord Mahavira, there were Brāhmanas, Kshatriyas, Vaishyas and Shudras. He had consecrated even women as nuns. He had but one mind, namely, to emancipate all.

समग्रवस्तुस्थितिबोधनार्थं-
मन्योन्यदृष्ट्यन्तरवेदनार्थम् ।
अन्योन्यमैत्रीपरिभावनार्थं
स्याद्वादतत्त्वं भगवान् दिदेश ॥ ८९ ॥

卐

ભગવાને જગતને અનેકાન્તદૃષ્ટિનો અર્થાત્ વિવિધ દૃષ્ટિબિન્દુઓથી–સાપેક્ષદૃષ્ટિથી વસ્તુસ્થિતિનું વિશાલ અવલોકન કરવાની પદ્ધતિનો પાઠ શિખવ્યો છે–વસ્તુની સાચી અને પૂરી હાલત સમજવા માટે, એકબીજાનાં દૃષ્ટિબિન્દુઓને સમજવા માટે અને એ રીતે જનતામાં પરસ્પર મૈત્રીભાવ જગાડવા માટે.

In order that people may know the truth of things, that they may appreciate one another's view-point and that their mutual relations may become smoother, He taught the philosophy of स्याद्वाद or अनेकान्तवाद which means examining a thing from different view points and which seeks to reconcile in a thing such qualities as are apparently contradictory.

अय हि वादो व्यवहारकार्ये
सामाजिकत्वेऽपि च राजनीतौ ।
धर्मे तथा दर्शन-सम्प्रदाय-
क्षेत्रे समाधानसमर्थभूतः ॥ ८६ ॥

卐

અનેકાન્તવાદની ઉપયોગિતા જીવનનાં બધાં ક્ષેત્રોમાં છે. એનો પ્રયોગ વ્યવહારમાં, સામાજિક વિષયમાં, રાજકારણમા અને ધર્મ, દર્શન તથા સંપ્રદાય ક્ષેત્રોમાં સમન્વય સાધી સમાધાન કરી આપવામાં ઉપકારક બને છે.

It is this philosophy alone that can put an end to all controversy in all spheres, namely, worldly affairs social affairs, politics, religions and philosophical systems.

लोकं समुद्बोधयति स्म वीरः-
कर्त्तव्यसंपालनतत्परः स्याः ।।
कर्त्तव्यसिद्धिस्तव हस्त एव
स्याः स्वाश्रयी स्वं त्वमनन्तशक्तिः ॥८७॥

卐

મહાવીર કહે છેઃ મહાનુભાવ ! કર્ત્તવ્યપાલનમાં સાવધાન બન ! કર્ત્તવ્યસિદ્ધિ તારા હાથમાં જ છે. સ્વાશ્રયી બન ! તારી શક્તિ અનન્ત છે.

Lord Mahavira preaches to all· Your only concern should be to do your duty. To do it lies within your power. Be self-reliant In you there lies hidden infinite power.

स्वय शरीरी निजभाग्यकर्त्ता
कार्यानुरूपं वितनोति भाग्यम् ।
विधातृ नैवेश्वरनामतत्त्वं
स्वहस्तसाध्यं खलु जीवनं स्वम् ॥ ८८ ॥

卐

પ્રાણી પોતેજ પોતાના ભાગ્યનો સ્રષ્ટા છે. જેવ કામ તે કરે છે તેવુ પોતાનુ ભાગ્ય સર્જે છે ઇશ્વર, પરમેશ્વર છે, પણ તે આપણો ભાગ્યસ્રષ્ટા કે વિધાતા નથી પોતાનુ જીવન પોતેજ, પોતાને હાથેજ સાધવાનુ છે.

ॐ

A person himself is the author of his fate. As he does, so he forges his fate. God does exist but He is not responsible for the acts of men To make or mar one's life depends on oneself.

योऽन्तारिपूणां विजये पराक्रमी
लोकोत्तरः सैव महान् पराक्रमी ।
जितेन्द्रियस्याऽऽत्मबलं प्रकाशते
शिरोमणिः सर्वजडौजसां खलु ॥ ८९ ।

卐

આન્તર શત્રુઓને જીતવામાં જે પરાક્રમી છે, તે જ મહાન્ મનુષ્ય લોકોત્તર પરાક્રમી છે. જિતેન્દ્રિય વ્યક્તિનું આત્મબલ જગતના તમામ ભૌતિક બળોના મસ્તક પર રત્નની જેમ ઝગમગે છે.

卐

He alone is the great and extra-ordinary hero who valiantly subdues the enemies within The power of him who has subdued his senses shines like the crest-jewel of all material powers.

सच्चेतनानन्दमहोमयं स्व-
मन्तर्दृशाऽऽत्मानमवेहि तत्त्वम् ।
भ्रमः स्वकर्मावरणैस्तदीयः
शिवः स मुक्तस्तदपासनेन ॥ ९० ॥

卐

મહાભાગ ! તું પોતાને–આત્માને–સચ્ચિદાનન્દરૂપ સ્વચેતનતત્ત્વને ઓળખ ! અન્તર્દૃષ્ટિથી ઓળખ ! એનું ભ્રમણ ( ભવભ્રમણ ) એના પોતાનાં કાર્મિક આવરણોને લીધે છે. એ આવરણો ખસી જાય એટલે એ મુક્ત છે, પૂર્ણબ્રહ્મ શિવ છે.

❧

With the gaze turned inwards realise thy self which is full of the supreme lustre of intelligence and bliss. His wanderings in this world are due to his being shrouded by his veils of Karma Let him destroy them; and he is blessed, he is free. he is the supreme.

सर्वे चिदानन्दमयाः स्वरूपतः
शरीरभाजः परमेश्वराः समाः ।
अनन्तवैचित्र्यविडम्बनाः पुनः
स्वकीयकर्मावरणानुसारतः ॥ ९१ ॥

卐

બધા જીવો સ્વરૂપે એકસરખા ચિદાનન્દરૂપ પરમેશ્વર છે. પરન્તુ આ અનન્ત વિચિત્રતાઓ, અનન્ત વિડંબનાઓ દરેક પ્રાણીનાં પોતપોતાનાં કાર્મિક આવરણોથી સર્જાઇ છે–પોતપોતાનાં કાર્મિક આવરણોને અનુસાર સર્જાય છે. અખિલ ભવચક્ર–વિવર્ત્ત કાર્મિક ચક્ર પર આશ્રિત છે.



All embodied souls are in their real nature Gods ( परमेश्वर ) endowed alike with infinite knowledge and infinite bliss; but their infinite varieties and agonies are due to the Karmic forces that cloud them; and rise in accordance with the Karmas of each.

चित्तत्वमेकं सकलांगभाजा-
मन्तर्दृशा भालय शान्तवृत्त्या ।।
सम्पत्स्यते ते तदभेददृष्टिः
सम्पत्स्यसे तेन च विश्वबन्धुः ॥ ९२ ॥

卐

ભદ્ર ! સર્વ પ્રાણીઓનું અન્તસ્તત્ત્વ, અન્તઃસ્વરૂપ, ચિત્તત્ત્વ એકજ છે. શાન્ત ભાવથી અન્તર્દૃષ્ટિએ જો ! એથી તને અભેદદર્શન થશે અને એના ફલરૂપે તારામાં વિશ્વબન્ધુભાવ પ્રગટશે.

With the tranquil mind turned inwards realise the fact that all souls are of tne same nature. That will enable thee to see oneness everywhere. And that in turn will make thee the friend of the world.

अनादिना कर्मबलाश्रयेण
शरीरयोगेन भवं विचित्रम् ।
कर्माणि कुर्वन् परिबम्भ्रमीति
जीवो दधानो जडपारवश्यम् ॥ ९३ ॥

卐

જડવિવશ જીવ કર્મબલાશ્રિત અનાદિ શરીરયોગે કર્મબંધોને કરતો વિચિત્ર ભવોમાં ભ્રમણ કરી રહ્યો છે.

ॐ

On account of the beginningless association with the body which is due to the Karmic forces, the soul bearing material bonds, wanders in this strange world, through innumerable lives, accumulating Karmas.

मोहावृतेर्विस्मृतधान् स्वरूपं
जडानुषगैकरतः शरीरी ।
क्लेशान् प्रभूताननुवोभवीति
तन्मुक्तिमार्गः स्वयमेव साध्यः॥ १४ ॥

卐

જડાનુષંગૈકરસિક પ્રાણી મોહાવરણને લીધે પોતાનું સ્વરૂપ ભૂલી ગયો છે અને એથીજ એ નાનાવિધ કલેશોથી દુઃખી છે. એમાંથી છુટવાનો માર્ગ તેણે પોતેજ સાધવાનો છે. (અન્ય કોઇ સાધી આપે એવું તત્ત્વ દુનિયામાં છેજ નહિ.)

The soul who because of being clouded by ignorance or infatuation has forgotten his native form and who takes delights in material enjoyments alone, repeatedly experiences a lot of pain. Freedom from that is attainable only through his manly efforts.

न कोऽपि नेता नरकं न वा दिवं
न कोऽपि सम्मोचयिता भवावटात् ।
स्वकर्मणा बध्यत एव मुच्यते
स्वकर्मणा याति गतिं शुभाशुभाम् ॥ ९९ ॥

卐

ભગવાન્ કહે છે : નથી કોઈ નરકમાં લઈ જનાર, કે નથી કોઈ સ્વર્ગે બક્ષનાર; તેમજ નથી કોઈ, ભવચક્રમાંથી પ્રાણીને છુટો કરનાર; પ્રાણી પોતાના જ કર્મે બંધાય છે અને પોતાના જ પુરુષાર્થથી છુટો થાય છે; તેમજ પોતાની જ કૃતિ અનુસાર સારી કે ખરાબ ગતિમાં જાય છે.

There is none to lead us to hell or to heaven, nor any to emancipate us from this worldly ditch. Every one of us is either fettered or free on account of one's own acts; and it is on their account alone that one goes to good lives or bad.

नाना व्यवस्थात उवाच चेतनं
भिन्नं प्रतिक्षेत्रकमंगमात्रगम् ।
अनन्तचिद्वीर्यसुखं स्वरूपत:
स्वयं च कर्मावलिकारि-भोगिनम् ॥ १६ ॥

卐

ભગવાન્ કહે છે: આત્મા નાના છે, કેમકે તો જ વ્યવસ્થા શકય છે; અને શરીરે શરીરે ભિન્ન છે, કેવલશરીરવ્યાપી છે અને સ્વરૂપે અનન્તચિત્–વીર્ય–સુખરૂપ છે. એ પોતે જ પોતાની તથાવિધ દશાથી કર્મો બાંધે છે અને ભોગવે છે. (જીવ સ્વયં કર્મ કરે છે, બાંધે છે અને ભોગવે છે. એમાં 'ઇશ્વર' નામના તત્ત્વનો કંઇ જ અભિસંબન્ધ નથી.)

☙

As otherwise there can be no order, Lord Mahavira has taught that the souls (आत्मा) are many, different in different bodies, and pervading their respective bodies and not extending beyond them. They are, moreover, full of infinite knowledge, power and joy in their true nature; and they themselves perform actions and reap their fruits

मुक्तिं च कर्मावरणाद् विमुक्तिं
दिदेश चारित्रबलोपलभ्याम् ।
कर्मानुबन्धो विरमेद् यदा च
क्षीयेत पूर्वश्च तदा हि मुक्तिः ॥ ९७ ॥

卐

કર્માવરણોથી પૂર્ણ મુક્તિ એને મહાવીર મુક્તિ કહે છે. મોહ, અવિદ્યા એ આત્માનાં બન્ધન; એનાથી સર્વથા આત્માનું છુટાપણું થવું એજ એની મુક્તિ છે. કર્મના બંધો થતા અટકે અને પૂર્વના બંધો તમામ ક્ષીણ થાય ત્યારે મુક્તિ છે. અને તે ચારિત્ર–બળથી પમાય છે.

He has further taught that the salvation consists in freedom from all the Karmic bonds, and that this salvation is attainable through the strength of pure conduct. When fresh Karmas cease to bind and all the accumulated past Karmas wear away, one attains salvation.

अनन्तचिद्वीर्यसुखप्रकाशां
देहाक्षचेतोरहितामसूर्त्ताम् ।
शिवामबाधामचलामनन्तां
पूर्णात्मशुद्धिं स उवाच मुक्तिम् ॥ ९८ ॥

卐

ભગવાન્ આત્માની પૂર્ણશુદ્ધિને મુક્તિ કહે છે. એ આત્માની શુદ્ધ અમૂર્ત અવસ્થા છે, જ્યાં શરીર, ઇન્દ્રિયો કે અન્તઃકરણ કંઈ નથી. અનન્તચિદાનન્દવીર્યમય આત્માની એ પૂર્ણ સ્વભાવસ્થિતિ છે. આત્માની એ શાશ્વત, અચલ, અક્ષય, અવ્યાબાધ મંગલ સ્થિતિ એજ એની મુક્તિ-દશા છે.

ॐ

He has also taught that in the emancipated state there is the light of infinite knowledge, power and bliss; there are no body, senses and mind, there is no form, there is blessedness, there is no pain, there is no movement, there is no end and there is perfect purity of the soul. The perfect purity of the soul, endowed with above mentioned qualities is final Emancipation (मुक्ति).

मुक्तस्य भूयो न भवावतारो
मुक्तिर्न सा नाम भवावतारे ।
नान्यत्र मुक्ते परमेश्वरत्व-
मात्मा हि खल्वीश्वर आत्ममुक्तेः ॥ ९९ ॥

卐

મુક્ત થયેલ આત્માનું ફરી સંસારમાં અવતરણ થતું નથી મુક્ત થયા પછી પણ ફરી એનું સંસારમાં અવતરણ થાય તો તે મુક્તિ જ ન કહેવાય. ઇશ્વરનું ઇશ્વરપણું તેની મુક્તિ સિવાય બીજું કંઇ નથી. આત્મા જ ભવ-બંધનથી મુક્ત થતાં ઇશ્વર છે. ભવબંધનથી મુક્ત થયેલ આત્મા સિવાય બીજો કોઇ ઇશ્વર નથી.

卐

An emancipated soul never returns to this world. Nor is it emancipation if an emancipated soul were to return to this world Divinity resides nowhere except in this emancipated state. It is only the very state of the soul that makes it God

मनोविशोधप्रवणैर्विराग-
भावानुकूलैर्विमलैस्तपोभिः ।
समुल्लसत्संयमयोगवद्भिः
संसाध्यते ज्ञानवताऽऽत्ममुक्तिः ॥ १०० ॥

卐

વિરાગભાવને અનુકૂળ અને ચિત્તને સંશોધવામાં પ્રવીણ તેમજ સંયમયોગના પ્રગતિમાન્ વિકાસથી પરિપોષિત એવા નિર્મલ તપથી જ્ઞાનીની મુક્તિ થાય છે.

☘

A person endowed with the true discriminating faculty attains this state of emancipation by means of pure austerities that tend to purify the mind, that are such as would strengthen the spirit of non-attachment and which are further bristling with self-control.

यतो यतो रागमला व्यपेयु-
भजेत् सदा तं तमुपायमुच्चैः ।
मुक्तेरिदं साधनमाह वीरो
न बाह्यलोकैषणगामुकः स्यात् ॥ १०१ ॥

卐

ભગવાન્ ફરમાવે છેઃ જે જે રીતે રાગદ્વેષાદિ મલ નાબૂદ થાય તેમ વર્તો ! તેમ પ્રવર્તો ! તે તે ઉપાયને મજબૂતપણે સેવો ! એજ મુક્તિનું સાધન છે. ભગવાન્ કહે છેઃ બાહ્યલોકૈષણાના અનુગામી ન બનો !

☘

One should always resort to proper expedients what-so-ever as would wash away the dirt of attachment. Lord Mahavira has taught this to be the means whereby to attain salvation. One should never move with the worldly current